નવલબ્હેનના સ્મરણાર્થે ભેટ.

# બહુ સુખ બત્રીસી.

લેખક:-પોપટલાલ કેવળચંદ શાહ.

પ્રકાશક:-પોપટલાલ કેવળચંદ શાહ.

હેડમાસ્તર, જનાના મિશન ટ્રેનિંગ કાલેજ,

અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

સંવત ૧૯૭૧. ઇ. સ. ૧૯૧૫.

મૂલ્ય અમૂલ્ય.

# बहु सुख बत्रीशी.

धर्माधर्मांतरं मत्वा, जीवा जीवादि तत्ववित्;
ज्ञास्यसित्वं यदात्मानं, तदा ते परमं सुखम्. १

જીવાજીવાદિ તત્વને, ધર્માધર્મ પીછાણ;
આત્મ તત્વને ઓળખી, પરમ સુખ પછી માણ. ૧

જીવ અજીવ વગેરે નવ તત્ત્વનુ જાણપણુ કરી, ધર્મ અધર્મને સારી રીતે ઓળખીને હે અનત ! તું તારી આત્મસ્વરૂપને ઓળખીશ ત્યારેજ તું ઉત્તમ સુખ પામીશ.

" જેણે આત્માને જાણ્યો તેણે બધુ જાણ્યુ. "

" તુ તને પોતાને ઓળખ. "

આ વાક્યો શુ બતાવે છે? જ્યા સુધી આત્મસ્વરૂપ ઓળખાયું નથી ત્યાં સુધી સિદ્ધિ નથી. " જ્યા લગી આત્મા તત્વ ચિત્યો નહિ, ત્યા લગી સાધના સર્વ જૂઠી. " આટલા માટે પ્રથમ નવ તત્વ જાણુવાની જરૂર છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સવર, નિર્જરા, બધ ને મોક્ષ એ નવ તત્વ છે. પ્રાણોને ધારણુ કરે તે જીવ કહેવાય છે, તેનુ લક્ષણુ ચૈતન્ય સહિત છે. અજીવ તે જીવથી ઉલટા પ્રકારની જડ વસ્તુ જાણુી લેવી. શુભ કર્મ કરવાથી તેનો ઉદય થયે તેનાં જે ફળ ભોગવતા આત્માને મીઠા લાગે તે પુણ્ય છે અને અશુભ કર્મ કરવાથી તેનો ઉદય થયે તેના જે ફળ ભોગવતા આત્માને કડવા લાગે તે પાપ છે. અવ્રત તથા અપચખાણુથી તથા વિષય કષાયો વડે ઇંદ્રિયાદિક સાધનોદ્વારા પાપ રૂપી કર્મ જળપ્રવાહ આત્મા રૂપી તળાવમા આવે તે આશ્રવ છે એ કર્મ રૂપી જળપ્રવાહને વ્રત પચખાણુાદિ વડે આવતો અટકાવીએ તે સવર છે આત્માના પ્રદેશ સાથે કર્મના પુદ્‌ગલો દુધ પાણીની પેઠે એકત્ર બધાઈ જઈ એક થઈ રહે તેનુ નામ બધ છે અને આત્મા સાથે લાગેલા કર્મોદેશથી જે વડે ખપાવી શકાય તે નિર્જરા છે ને સર્વ પ્રદેશથી સર્વ કર્મનુ છુટી જવુ-સકળ બધનથી મૂકાવુ તેનુ નામ મોક્ષ છે.

ધર્મની વ્યાખ્યા એવી રીતે આપવામા આવી છે કે-

દુર્ગતિ પ્રપતત્પ્રાણી, ધારણાદ્ધર્મ ઉચ્યતે;
સંયમાદિર્દશવિધ સર્વજ્ઞોક્તો વિમુક્તયે.

દુર્ગતિમા પડતા પ્રાણીને ધરી રાખે તે ધર્મ કહેવાય છે. મોક્ષને અર્થે સર્વજ્ઞ પ્રભુએ એ દશ પ્રકારનો ધર્મ કહ્યો છે

ચાર કષાયને એટલે ક્રોધ, માન, માયા અને લોભને છોડી દઇ ક્ષમા, માર્દવ, આર્જવ, અને નિર્લોભતાને ધારણુ કરી પાચ મહાવ્રત બરાબર પાળવા અને તપ સાધના કરવી એ દશ પ્રકારનો ધર્મ કહેવામા આવ્યો છે.

પાંચ મહાવ્રત તે આ છે-અહિસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ મહાવ્રત છે. પ્રમાદથી પણ કોઈ જીવને હણુવો નહિ, હાસ્યક્રોધાદિથી પણ જૂઠું બોલવું નહિ, એક તૃણુ પણ આજ્ઞા વિના લેવુ નહિ, નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળવુ અને પદાર્થો ઉપર મૂર્ચ્છાભાવ રાખવો નહિ.

ઉપર પ્રમાણે ધર્મના લક્ષણુ બતાવ્યા-ધર્મથી ઉલટું-વિરૂદ્ધનુ આચરણુ રાખવું તે અધર્મ કહેવાય અથવા ષડ્દ્રવ્યમાના ધર્માધર્મ સબધી હકીકત જાણવી. ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્ગલ એ પાચ અજીવ અને છઠ્ઠુ જીવ મળી છ દ્રવ્ય ગણાય છે.

હાલવુ, ચાલવુ, ગતિ કરવી એ ધર્માસ્તિકાય an ether the fulcrum of motion નો સ્વભાવ છે. જીવ પુદ્ગલને ગતિ કરવામા જે અપેક્ષિત કારણુ છે તે ધર્માસ્તિકાય તેથી ઉલટુ અધર્માસ્તિકાયનો સ્વભાવ સ્થિરતાનો છે અને તેને another ether the fulcrum of rest સાથે સરખાવી શકાય. અવકાશ આપવાનો સ્વભાવ આકાશાસ્તિકાય (Space) નો છે. નવુ જૂનુ કરવુ-રૂપાતર કરવુ એ કામ કાળ (time)નુ છે. જે દ્રવ્યનો સડવાનો, પડવાનો, બદલાવવાનો સ્વભાવ છે તે પુદ્ગલાસ્તિકાય (Matter) છે. અને જીવ (Life) એ છઠ્ઠુ દ્રવ્ય છે. આ છ દ્રવ્ય ઉપર સૃષ્ટિનુ બધારણુ ચાલે છે.

પદાહિંસાં પરિત્યજ્ય, કૃપાળુસ્ત્વ ભવિષ્યસિ,
મૈત્ર્યાદિ વાસના ભવ્ય, સ્તદા તે પરમ સુખમ્. ૨
હિંસાદિ છોડી કરી, મૈત્ર્યાદિ સેવીશ;
ચાર ભાવના ભાવતા, પરમ સુખ પામીશ. ૨

સ્થાવર અને ત્રસ કોઈ પણ જીવની હિસા ન કરવી તે સાધુનુ અહિસા વ્રત છે અને ત્રસ જીવની હિસા ન કરવી એ શ્રાવકનુ અહિસા વ્રત છે. પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ અને વનસ્પતિ એ પાચ કાયના જીવો એકેદ્રિય જીવ કહેવાય છે અને બાકીના બેઇદ્રિય, તેઇદ્રિય, ચૌરેદ્રિય, પચેદ્રિય એ જીવો ત્રસ જીવો કહેવાય છે. શ્રાવકો એકેદ્રિય જીવ સાથે સસારમા રહેલા હોવાથી તેમને એકેદ્રિય જીવો સાથે વિશેષ કામકાજ હોય છે તથાપિ તેમણે જેટલી દયા પળી શકે તેટલી પાળવી

ન ભાષસે મૃષાંભાષાં, વિશ્વ વિશ્વાસ નાશિનીં, ૦
સત્યં વક્ષ્યસિ સૌહ્રુત્યં, તદા તે પરમં સુખમ. ૩
અવિશ્વાસ્ય વાણી નહિ, વિશ્વ વિષે ઉચરીશ,
સત્ય વાણી સૌજન્યથી, પરમ સુખ પામીશ ૩

આખા જગતના જીવોને અવિશ્વાસ ઉત્પન્ન કરાવનારી, અસત્ય વાણી બોલવી નહિ અને સરળ હૃદયથી સુજનતા ગ્રહણ કરી સાચુ બોલવાની ટેવ રાખવી. જગતનો બધો વ્યવહાર સત્ય ઉપરજ ચાલે છે. વિશ્વાસથી મોટા મોટા વહાણો ચાલે છે લાખો ને કરોડો રૂપિયાનો વેપાર ચાલે છે. રાજતત્ર ચાલે છે માટે સત્યતા જેવી અમૂલ્ય ચીજ બહુ સાચવવાની છે. સરળ હૃદય રાખવુ એ સુજનતાનુ લક્ષણ છે હમેશા સત્ય કહેવુ પણ સત્ય, પ્રિય, પથ્ય અને હિતકર હોવુ જોઇએ. આપણામા કહેવત છે કે-

આંધળાને આધળો કહીએ, વરવું લાગે વેણ;
ધીરે ધીરે પૂછીએ ભાઇ, કેમ ગયા તારાં નેણ.

ધ્રાસકો પડે એવુ એકદમ બોલવુ નહિ, તેમ કોઇના મર્મ કે ગુપ્ત વાતો ઉઘાડી કરવી નહિ. કોઈને ખોટી સલાહ પણ આપવી નહિ.

પર પીડાં પરિજ્ઞાય, યદાદત્તં ન લાસ્યસિ,
પરાર્થ હિ પરાર્થાય, તદા તે પરમ સુખમ. ૪

પરપીડાને જાણીને, અદત્તદાન નહિ લઇશ;
પરનું તે પરનું ગણ્યે, પરમ સુખ પામીશ. ૪

પરધનનુ હરણ કરવું–ચોરી લેવુ એ પરના બાહ્ય પ્રાણુ હરી લીધા જેવું છે. ધન, ધાન્ય, વસ્ત્ર, પાત્ર એ બધુ સૌ સૌને પોતાના બાહ્ય પ્રાણ તુલ્ય વહાલુ છે. પારકું ધન લેવુ કે પારકી વસ્તુની ચોરી કરવી એ મહા અનર્થકારી છે. હરામનુ હમેશા ટકતું નથી તે ઉલટું તેથી બમણુ ત્રમણુ ઘસડી જાય છે. ચોરી કરનારને રાજદરબારમા પણ શિક્ષા થાય છે.

યદા સદ્ધર્મ મથનાત્, મૈથુનાત્ત્વં વિરંસ્યસિ;
બ્રહ્મવ્રત રતો નિત્યં, તદા તે પરમં સુખમ્. ૫

ધર્મનાશક મૈથુનથી, જ્યારે તું વિરમીશ,
બ્રહ્મચર્ય પાળ્યે સદા, પરમ સુખ પામીશ ૫

બ્રહ્મચર્યની આજ ને કાલે કેટલી બધી જરૂર છે તે હવે કોઇથી અજાણ્યુ નથી. બાળલગ્ન, ભોગવિલાસમા તીવ્ર અભિલાષા ઇત્યાદિ કારણોથી પ્રજા નિર્માલ્ય અને બળહીન થવા લાગી છે. સાધુઓને સર્વથા બ્રહ્મચર્ય પાળવાનુ છે શ્રાવકોએ પોતાની સ્ત્રીમા સતોષ રાખવો. પરસ્ત્રીને મા બેન સમાન ગણવી અને વેસ્યાદિથી દૂર રહેવુ એ એમનુ બ્રહ્મચર્ય વ્રત છે. આ પ્રમાણે શ્રાવક વર્તે તો ભગવાને તે શ્રાવકને દેશથી પોતાના જેવો એ વ્રતની અપેક્ષાએ ગણ્યો છે. સ્ત્રીઓ પોતાના પતિમાજ રત રહે તો તેને સતી કહેવામા આવે છે ને એવી સતીઓના નામ સવારના પહોરમા લેવાય છે સાધુઓ તો આ વ્રત બહુજ કાળજીથી પાળે છે.

યદા મૂર્ચ્છા વિહાયોચ્ચૈ ર્ધર્મ ધ્યાનાદિ વસ્તુષુ;
પરિગ્રહ ગ્રહાન્મુક્ત સ્તદા તે પરમં સુખમ્. ૬

મૂર્છા મમતા છોડીને, ધર્મધ્યાન ધ્યાઇશ;
પરિગ્રહ છોડયે જીવ તું, પરમ સુખ પામીશ. ૬

પરિગ્રહ મેળવવાનો લોભ રાખવો નહિ સતોષ રાખવો. સતોષ જેવુ સુખ બીજા કશામા નથી. વસ્તુઓ ઉપરનો મમત્વ કે મૂર્છાભાવ છોડી દેવો ને ધર્મ ધ્યાનાદિ ઉત્તમ બાબતમા વિશેષ પ્રયત્ન કરવો એજ જરૂરતુ છે. ઇષ્ટ અનિષ્ટની કલ્પના દૂર કરી, ક્રોધમાનાદિ દુર્ગુણો છોડી દઈ સમતાભાવમા આવવાથી સત્ય વસ્તુ સમજાશે ને સતોષના ઘરમા અવાશે.

સ્વરે શ્રાવ્યે ચ વીણા દૌ ખરોષ્ટ્રાણાં ચ દુઃશ્રવે,
યદા સમા મનોવૃત્તિ સ્તદા તે પરમં સુખમ. ૭

સારા માઠા શબ્દમા, રાગ ન ખેદ ધરીશ;
કોકિલ કાગ સમાનતા, પરમ સુખ પામીશ. ૭

મધુર વાજાના સુદર રાગો, વીણા, સારગી કે સતારના સુદર કર્ણ પ્રિય સ્વરો કે ગધેડા કે ઉટના કર્ણ કઠોર શબ્દો કે કટુ વચનો જ્યારે સાભળવામા આવે ત્યારે તે બને પ્રકારમા તું રાગ કે દ્વેષ રાખીશ મા. સારા શબ્દો કોઈ કહી જાય તો શુ ને કડવા શબ્દો કોઈ કહી જાય તોયે શુ ? તે સઘળુ સમતાભાવે શ્રવણ કરવું. મનોજ્ઞ કે અમનોજ્ઞ ચીજો પ્રાપ્ત થાય તો તેમા પણ સમભાવ રાખવો.

ઇષ્ટે નિષ્ટે યદા દૃષ્ટે વસ્તુનિ ન્યસ્ત શાસ્ત્રધીઃ;
પ્રીત્ય પ્રીતિવિમુક્તોસિ તદા તે પરમં સુખમ્ ૮
ઇષ્ટ અનિષ્ટમાં પ્રીતિ કે, અપ્રીતિ રહિત થઇશ;
શાસ્ત્ર વિષે ચિત્ત સ્થાપતાં, પરમ સુખ પામીશ. ૮

વહાલી કે ઇચ્છવાયોગ્ય વસ્તુ કે અપ્રિય કે નહિ ઇચ્છવાયોગ્ય વસ્તુઓમા પ્રીતિ કે અપ્રીતિ ધરવી નહિ. રાગદ્વેષની પરિણતિ ઓછી કરવી. શાસ્ત્ર સિદ્ધાંત સાંભળવાનો લાભ એ છે કે સમાનભાવ રાખવો.

ઘ્રાણુ દેશ મનુ પ્રાપ્તે યદાગંધે શુભાશુભે,
રાગ દ્વેષો ન ચેત્તત્ર તદા તે પરમં સુખમ્ ૯
સારી નરસી ગંધમાં, રાગ ન ખેદ ધરીશ;
સુરભિ દુરભિ સમાનતા, પરમ સુખ પામીશ. ૯

ડોલર, મોગરો, ચંબેલી, જાઇ, જુઇ, ગુલાબાદિ પુષ્પોની સુવાસમા કે સુગંધી અત્તરાદિમાં મોહ પામવો નહિ. તેમજ ઝાડો, પેસાબ કોહવાણાદિની દુર્ગંધ પ્રતિ દ્વેષ ધરવો નહિ. ગમે તો સુગંધી આવો કે ગમે તો દુર્ગંધી આવો એ બધો પુદ્‌ગલનો સ્વભાવ છે. સારા પુદ્‌ગલો માઠા થાય છે અને માઠા પુદ્‌ગલો સારા થાય છે તો તેમા રાગ કે દ્વેષને અવકાશ આપવો નહિ.

યદા મનોજ્ઞ માહારં યદા તસ્ય વિલક્ષણું;
સમાસાદ્ય તયોર્સામ્યં તદા તે પરમં સુખમ. ૧૦
મીઠા ફીકા આહારમાં, રાગ ન દ્વેષ ધરીશ,
રાખ રસવતી તુલ્ય તો, પરમ સુખ પામીશ. ૧૦

ભાવતા ભોજન એટલે ખાનપાન આહારાદિ મળે, કે ન મળે સ્વાદિષ્ટ ભોજન પ્રાપ્ત થાઓ કે લુખુ ફીકું સ્વાદરહિત ભોજન મળે તથાપિ તે બને બાબતમા સમતાભાવ રાખવો અને રાગદ્વેષ ધરવો નહિ.

સુખ દુઃખાત્મકે સ્પર્શે સમાયા તે સમો યદા,
ભવિષ્યસિ ભવાભાવી તદા તે પરમ સુખમ. ૧૧
સુખદુઃખાદિક સ્પર્શમા, સામ્ય ભાવ રાખીશ;
ભવનાશક શુભ મોક્ષનું, પરમ સુખ પામીશ. ૧૧

કર્કશ કે કઠણ વસ્તુનો સ્પર્શ થાઓ કે સુવાળી કોમળ વસ્તુનો સ્પર્શ થાઓ, સુખ આપનારા સ્પર્શો આવી મળો કે દુખ આપનારા સ્પર્શો આવી મળો, પણ જો ભવનો અભાવ કરી મોક્ષ મેળવવો હોય તો તેમા સામ્યભાવ રાખવો

મુક્ત્વા ક્રોધ વિરોધં ચ સર્વ સંતાપકારકમ્,
યદા શમ સુખાશક્ત સ્તદા તે પરમ સુખમ ૧૨
દુઃખકારક વિરોધ કે, કલેશ ક્રોધ છાંડીશ,
સમતા સુખને સાધતા, પરમ સુખ પામીશ. ૧૨

સર્વ પ્રકારના સંતાપકારક ક્રોધ વિરોધને છોડીને જ્યારે સમતા રૂપી સુખમા આસક્તિ થશે ત્યારેજ પરમ સુખની પ્રાપ્તિ થશે દરરોજ સાંજ સવાર પ્રતિક્રમણ કરતી વેળા સર્વ

જીવ સાથે વેર વિરોધ ખમાવીએ છીએ છતા પાછુ દરરોજ તેનું નવું ખાતું તૈયાર થતું જતું હોય એવુ આપણુ વર્તન કેટલેક સ્થળે થતું જોઇ લોકો આપણને હસે છે. આજનો કાળ એવો છે કે જો વેર વિરોધ ધર્મ સબધી કે વ્યવહાર સબધી ઓછા થાય તો આપણે બીજો ધણો અનુકૂળ ઉદ્યોગ કરી આ શાત સમયમા સર્વ સ્થળે જૈનધર્મને દીપાવી શકીએ. માટે કદાગ્રહ ખોટુ માન, ખોટી મમતા ને વેર ઝેર દૂર થાય એવી રીતે વર્તવાનુ છે.

મૃદુત્વેન હિ માનાદ્રિં યદા ચૂર્ણી કરિષ્યસિ,
મત્વા તૃણ મિત્વાત્માનં તદા તે પરમ સુખમ્ ૧૩
આત્મબધુતા તૃણ સમી, જાણી કોમળ થઈશ,
અભિમાન જાશે જતો, પરમ સુખ પામીશ ૧૩

આત્માને તણખલા જેવો હલકો–અલ્પ ગુણવાળો માનીને માન રૂપી પર્વતના ચુરેચુરા કરી કોમળ સ્વભાવથી આતમમા લઘુતા ભાવ લાવવાની જરૂર છે. માન–અભિમાન એ મોટો શત્રુ છે. કષાયની ચોકડીમાના ક્રોધ, માન, માયા, લોભ એ ચારેને દૂર કરવાની જરૂર છે. આગલા શ્લોકમા ક્રોધ વિષે વાત કરી આ શ્લોકમા માન દૂર કરવાનો બોધ કર્યો છે પ્રભુતાથી પ્રભુ દૂર રહે છે માટે નરમાશ–વિનયાદિ ગુણથી આત્મ ગુણની ખીલવણી થાય છે માટે માન છોડી કોમળતા ધારણ કરવી.

યદા માયા મિમા મુક્ત્વા પરવંચકતાં પરાં,
વિધાસ્ય સ્યાર્જવં વર્ય તદા તે પરમં સુખમ્ ૧૪
ઠગબાજ માયા કપટ, જ્યારે તું છોડીશ;
આદરતાં આર્જવ ગુણો, પરમ સુખ પામીશ. ૧૪

અન્ય પ્રાણીઓને છેતરવામાજ શાણપણ ધરાવનાર માયા કપટની જાળ જ્યારે છોડી દેવામા આવશે અને સરળતાનો ઉત્તમ ગુણ ધારણ કરવામા આવશે ત્યારે આત્મગુણની ખીલવણી થશે કારણ કે આવરણ ઓછુ થશે. ખોટી ખુશામત અને મોઢે મીઠુ બોલી પાછળથી ખોદી કાઢવાની કુટેવ છોડી દઈ સરળ હૃદય રાખવુ એજ જરૂરનુ છે. હૃદય ખીલવવાથીજ સદ્વર્તનાદિ સુદર ગુણોને સ્થાન મળે છે

યદા નિરીહતા નાવા, લોભાંભોધિં તરિષ્યસિ;
સતોષ પોષ પુષ્ટ સન્, તદાતે પરમં સુખમ્ ૧૫
નિરીચ્છારૂપ નાવડે, લોભ સમુદ્ર તરીશ,
સતોષી થાતાં પછી, પરમસુખ પામીશ. ૧૫

જ્યારે તૃષ્ણા કે ઇચ્છાને નિયમમા લાવી સતોષી થઇશુ ત્યારેજ લોભી રૂપી દુર્ગુણનો નાશ થશે. લોભથી નકામી હાયવોય વધે છે. નકામુ દુખ જીવ વહોરી લે છે માટે યથાયોગ્ય પુરૂષાર્થ કરી સતોષના ઘરમા આવવુ એ જરૂરનુ છે આત્મિક ધર્મની ખીલવણી વગર મોક્ષ મળવાનો નથી. માટે આ પ્રમાણે ચારે કષાયના ત્યાગનો બોધ આપણા હિતને અર્થે આપણા ધર્માચાર્યો તરફથી દેવામા આવ્યો છે

કષાયવિષયાક્રાંત, ભ્રમત્સ્વાત મનારતમ્,
યદાત્મારામ વિશ્રાંત, તદા તે પરમં સુખમ્ ૧૬

કષાય વિષયથી છૂટીને, આત્મારામ રમીશ;
ધર્મધ્યાન મન રોકતા, પરમસુખ પામીશ. ૧૬

ચાર કષાય અને શબ્દ સ્પર્શાદિ ઇંદ્રિયોના વિષયોમાનો મોહ જ્યારે છોડી દેવામાં આવશે અને ચારે તરફ રખડતા મનને જ્યારે આત્મધર્મ-નિજાનંદમા તલ્લીન કરવામા આવશે ત્યારેજ ખરેખરો શાશ્વત આનંદ પ્રાપ્ત થશે.

યદા ગુર્વાન્વિતા વ્યર્થા, વિમુચ્ય વિકથાકથાં;
વમો ગુપ્ત્યા વ ગુપ્તોસિ, તદાતે પરમ સુખમ. ૧૭
કાળ ગુમાવન વિકથા, અનર્થકાર છાડીશ;
વચનગુપ્તિથી મુનિ થતાં, પરમસુખ પામીશ. ૧૭

નાહકનો નકામો વખત ગુમાવનારી અને વગર મફતના અનર્થો પેદા કરનારી સ્ત્રીકથા રાજકથાદિવિકથા કરવી એ શ્રાવકનું કે સાધુનુ કામ નથી. એવી કથાનો ત્યાગ કરવો એ આત્મગુણ ખીલવવામા ઘણું જરૂરનુ છે વિચારીને વચન બોલી વચન ગુપ્તિ ધારણ કરવી અને વાણીમા સયમ ધારણ કરવો એટલે જરૂર જેટલુજ અને હિતકારક બોલી મૌન્યવ્રત ધારણ કરવુ એ આત્મ હિતને અર્થે જરૂરનુ છે.

અગો પાંગાતિ સંકોચ્ય, કુર્મવત્ સંવૃતેંદ્રિય ;
યદાચરં કાય ગુપ્તોસિ, તદા તે પરમ સુખમ. ૧૮
અગોપાંગને કૂર્મવત્, જ્યારે તું ગોપવીશ;
કાય ગુપ્તિ ધારણ કર્યે, પરમસુખ પામીશ ૧૮

કાયાની ચેષ્ટાનો ત્યાગ કરી કાચબાની પેઠે જ્યારે અગ અને ઉપાગોને નિયમમા રાખવામા આવશે એટલે બધી ઇંદ્રિયોનો નિગ્રહ કરી કાયગુપ્તિ ધારણ કરવામા આવશે ત્યારેજ પરમ સુખ પ્રાપ્ત થશે

નિર્વાસ્યસિ ઘનઘોર, રાગોરૂગ મહોવિષમ્ ;
યદા સદા ગમભ્યાસાત્ તદા તે પરમં સુખમ. ૧૯
પ્રચંડ ભયકર રાગરૂપ, સર્પ વિષ છાંડીશ;
આગમના અભ્યાસથી, પરમસુખ પામીશ ૧૯

મહાબળવાન અને ભયકર રાગ (પ્રીતિ) રૂપી શત્રુનુ ઝેર સત્યશાસ્ત્રાના અભ્યાસથી છોડી દેવામા આવશે ત્યારેજ પરમસુખની પ્રાપ્તિ થશે. રાગ બે જાતના છે. પ્રશસ્ત અને અપ્રશસ્ત રાગ. વિષયકષાય સ્ત્રી આદિમા મોહ રાખવો તે અપ્રશસ્ત રાગ છે ને ધર્મગુરૂ ઇત્યાદિ સદ્વસ્તુમા મોહ રાખવો તે પ્રશસ્ત રાગ છે. રસ્તે ચડવા પ્રથમ પ્રશસ્ત રાગની જરૂર છે પણ જેમ જેમ ઉચ્ચ શ્રેણીએ ચડતા જવાય તેમ તેમ એ પ્રશસ્ત રાગ પણ ઓછો કરી છેવટ વિતરાગી થવુ. એ આ શ્લોકમા કહેવામા આવ્યુ છે. ગૌતમ સ્વામિ જેવા ભગવતને પણ રાગને લીધે શિષ્યોને કેવળજ્ઞાન થયા છતા પોતાને કેવળજ્ઞાન થયુ નહોતું. જ્યારે મહાવીરદેવ ઉપરનો પ્રશસ્ત રાગ પણ ગયો ત્યારેજ કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઈ. પ્રથમ દોષ દૂર થવાની પૂરેપૂરી જરૂર છે અને પછી શાસ્ત્રોના અભ્યાસથી ધીમે ધીમે સામ્યભાવની વૃદ્ધિ થતી જશે અને રાગનો પણ ક્ષય થઈ વિતરાગીપણુ પ્રાપ્ત થશે.

યદા કૃપા કૃપાણેન, દ્વેષં દ્વેષં વિનાપિહિ;
હનિષ્યસિ સુખાન્વેષી, તદા તે પરમં સુખમ્ ૨૦
દ્વેષ વગર તું દ્વેષને, દયા અસિથી હણીશ;
નિત્ય સુખ ઇચ્છાવડે, પરમસુખ પામીશ. ૨૦

જ્યારે આપણો જીવ નિત્ય સુખની ઇચ્છાવાળો થઇ વગર દ્વેષે દ્વેષને દયા રૂપી તરવારથી હાંકી કહાડશે ત્યારે પરમ સુખની આપણને પ્રાપ્તિ થશે. કુધર્મીઓ ઉપર, દુષ્ટ ઉપર કે દુર્જન ઉપર દ્વેષ ન આણતા દયા આણવી કે એ બિચારા પામર જીવો છે. આપણી અનુકંપા મેળવવાને તે હકદાર છે એમ મનમા મ્હેર લાવી તેની નિંદા નહિ કરતા તેને બની શકે તો યથાયોગ્ય સમજણ આપવી પણ તેનુ ખોદી નાખવુ એ જૈન ધર્મીઓનુ કામ નથી. એવા જીવો ઉપર દયા રાખવી. જ્યારે દ્વેષ જાય છે ત્યારે દયાનો ગુણ બહુ સારી રીતે ખાલી નીકળે છે.

યદા મોહમયી નિદ્રા, ધ્રુવં વિદ્રાવયિષ્યસિ;
અસ્તંદ્રઃસન્ સદાભદ્ર, સ્તદા તે પરમ સુખમ્. ૨૧
મોહમયી નિદ્રા તજી, જ્યારે અપ્રમત થઇશ;
જાગ્રત થાતાં જીવ તું, પરમ સુખ પામીશ. ૨૧

મોહ છોડી દઈ ભાવ નિદ્રાનો ત્યાગ કરવામાં આવશે અને પ્રમાદ તજી અપ્રમત્ત દશાને પ્રાપ્ત થઈશુ ત્યારેજ પરમસુખની પ્રાપ્તિ થશે. નિદ્રાનો ત્યાગ કરવો એટલે જાગ્રત દશાને પ્રાપ્ત થવુ. આત્મ ચિંતનમા જાગ્રત રહેવુ અને આળસ કે ભૂલચુકમાં પડ્યા ન રહેવુ એ જરૂરનુ છે.

પ્રમાદં પરિહૃત્યાશુ, યદા સદ્ધર્મ કર્મણિ;
સમુદ્યતોસિ નિઃશંકં, તદા તે પરમં સુખમ્ ૨૨
તજ પ્રમાદ સત્કર્મમા, સત્ધર્મે રાચીશ,
નિશંક ઉદ્યોગી થતાં, પરમસુખ પામીશ. ૨૨

પાચે પ્રમાદને છોડી સત્ધર્મના કર્મમા શંકારહિત મંડયા રહીશુ ત્યારે પરમસુખની પ્રાપ્તિ થશે

યદા કામં પ્રકામં તુ, નિરાકૃત્ય વિવેકતઃ,
શુદ્ધ ધ્યાન ધનોસિત્વં, તદા તે પરમં સુખમ્ ૨૩
કામ ભોગ વાછા યદા, વિવેકથી ત્યાગીશ;
શુદ્ધ ધ્યાનરૂપ ધન થકી, પરમસુખ પામીશ. ૨૩

મનગમતા કામભોગની ઇચ્છાનો વિવેક બુદ્ધિથી જ્યારે ત્યાગ કરીશુ અને શુદ્ધ ધ્યાનરૂપ ધનથી ધનવાન થઈશુ ત્યારેજ પરમસુખની પ્રાપ્તિ થશે. ધ્યાન ચાર પ્રકારના છે તેમા આર્ત અને રૌદ્ર ધ્યાન નઠારા ધ્યાનો છે. તેનો ત્યાગ કરવો અને ધર્મ ધ્યાન તથા શુક્લ ધ્યાન છે તેમા તલ્લીનતા રાખવી.

યદા મિત્રેઽથવા મિત્રે, સ્તુતિ નિંદા વિધાતરિ;
સમાનં માનસં તત્ર, તદા તે પરમં સુખમ્. ૨૪

સમાનતા શત્રુપરે, મિત્ર સમી રાખીશ;
સ્તુતિકર નિંદક સમગણે, પરમસુખ પામીશ. ૨૪

મિત્ર હો કે શત્રુ હો, આપણા વખાણ કરનાર હો કે નિંદા કરનાર હો એ સર્વેપર સમાન દૃષ્ટિ રાખવાથી પરમસુખની પ્રાપ્તિ થશે.

યદા હર્ષ વિષાદ ચ, કરિષ્યસિ કદાપિ ન,
સુખે દુઃખે સમાયાતે, તદા તે પરમં સુખમ. ૨૫
સુખ દુખની પ્રાપ્તિ થતા, હર્ષ ન ખેદ ધરીશ,
સમભાવે સહેવુ બધુ, પરમ સુખ પામીશ ૨૫

સુખ આવી પડો કે દુખ આવી પડો પરતુ સુખમા હર્ષ ધરવો નહિ ને દુઃખમા ખેદ ધરવો નહિ. સમભાવથી એ સઘળુ સહન કરવુ. ચડતીમા ફુલાઇ જવુ નહિ ને પડતીમા ગભરાઈ જવુ નહિ એ જે સર્વ સામાન્ય શીખામણ છે તેનો અનુભવ જેણે કર્યો હશે તેને આવા સમભાવમા આવતા વાર લાગશે નહિ

લાભાલાભે સુખે દુઃખે, જીવિતે મરણે યથા;
ઔદાસિન્યં યદા તે સ્યાત્તદાતે પરમં સુખમ. ૨૬
લાભાલાભ જીવન મરણ, સુખ દુઃખ શુન્ય ગણીશ,
ઉદાસીન ભાવે રહી, પરમસુખ પામીશ. ૨૬

લાભ મળે કે નુકશાન થાઓ, જીવન વધો કે મરણ નજીક આવો, જીવતરમા સુખ મળો કે દુખ આવી નડો તે સઘળુ ઉદાસીન ભાવથી સહન કરવુ

યદા યાસ્યસિ નિષ્કર્મા, સાધુ ધર્મ ધુરીણુતા,
નિર્વાણ પથ સલીન, સ્તદાતે પરમં સુખમ ૨૭
કર્મ રહિત મુક્તિ પથે, ધર્મ ધુરંધર થઇશ,
લગની લાગ્યે મોક્ષની, પરમસુખ પામીશ ૨૭

મોક્ષ માર્ગની જ્યારે લગ્ની લાગશે, કર્મ રહિત દશા નજીક અનુભવાશે અને સાધુ ધર્મનીધુરા ગ્રહણ કરી વિશ્વમા વિચરશે ત્યારે પરમસુખની પ્રાપ્તિ થશેજ.

નિર્મમો નિરહંકારો, નિરાકાર યદા સ્વયં,
આત્માન ધ્યાસ્યસિ ધ્યેય, તદા તે પરમ સુખમ્ ૨૮
મમતાવિણ અભિમાનવિણ, આત્મધ્યાન ધ્યાઇશ,
આત્મ ઉપાસક તું બન્યે, પરમસુખ પામીશ. ૨૮

મમતાભાવ કે મૂર્ચ્છાભાવ છોડી આત્માનેજ ધ્યેય વસ્તુ જાણી તેનાજ ધ્યાન ચિંતન અને ઉપાસનામા તલ્લીન થઇશું ત્યારે પરમસુખ પામીશુ. ધ્યાનના ચાર પ્રકાર યોગશાસ્ત્રમા બતાવ્યા છે. પદસ્થ, પીંડસ્થ, રૂપસ્થ અને રૂપાતીત. અહીં રૂપાતીત ધ્યાનની વાત કરવામા આવી છે.

નિઃશેષ દોષ મોક્ષાય, યતિષ્યસિ યદા યદા;
પરાત્મ ગુણુતા યાત, સ્તદા તે પરમ સુખમ્ ૨૯

**પરમાત્મ ગુણની પ્રાપ્તિમાં, બહુ બહુ મંડયો રહીશ,**
**સર્વ દોષ છોડયે પછી, પરમ સુખ પામીશ. ૨૯**

પરમાત્માના ગુણો પ્રાપ્ત કરવા બધા દોષથી મુક્ત થવા જ્યારે અખંડ ઉદ્યોગ આદરવામા આવશે ત્યારે પરમસુખની પ્રાપ્તિ થશે સમાધિ શતકમા કે શુદ્ધપયોગમા આત્માના ત્રણ પ્રકાર બતાવ્યા છે. બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા. જડપુદ્દગલમા રાચી રહે તો તે આત્મા બહિરાત્મા છે. દેહ અને ચેતનમા ખરેખરી ભિન્નતા સમજી આત્મસ્વરૂપની ઓળખાણ કરનારો તે અંતરાત્મા અને છેવટ શુદ્ધ આત્મ ધર્મમા લીન થઈ કર્મ મળથી તદ્દન મુક્ત થતા જે દશા પ્રાપ્ત થાય તે પરમાત્મ દશા છે

**યદાત્મજ્ઞાન સંપન્ન, પરમાનંદ નંદિત,**
**પુણ્ય પાપ વિનિર્મુક્ત સ્તદા તે પરમં સુખમ. ૩૧**
**આત્મજ્ઞાન આનંદમા, પરમલીન થાઈશ,**
**પુણ્ય પાપ છોડયે પછી, પરમ સુખ પામીશ ૩૧**

આત્મજ્ઞાન મેળવી પરમાનંદનો લાવો લઈ પાપ અને પુણ્ય બંનેને છોડી દઈશુ ત્યારે પરમ સુખની પ્રાપ્તિ થશે. પાપને પ્રથમથી છોડવાનુ છે ને પુણ્યને પાછળથી ઉંચી શ્રેણીએ ગયા પછી છોડવાનુ છે. પુણ્ય છે એ ભવસાગર તરવામા સાધનરૂપ છે પણ કિનારાને પ્રાપ્ત થયા પછી તેની જરૂર નથી પુણ્ય જ્યા સુધી રહે છે ત્યા સુધી તેનુ ફળ ભોગવવુ પડે છે ને તેને અર્થે દેવનાદિ સ્થિતિમા જન્મ મરણ જારી રહે છે. માટે છેવટ પુણ્ય પણ છોડી દેવાય છે ને પરમદશાને પ્રાપ્ત થવાય છે

**આત્મ પદ્મવન ધ્યાન, ભાનુના બોધ્ય લપસ્યસે,**
**યદા જિનપ્રભા વર્યા, તદા તે પરમં સુખમ્ ૩૨**
**આત્મ કમલવન ધ્યાનરૂપ, સૂર્યથી તું ખીલવીશ,**
**કેવલ જ્ઞાન થતા પછી, પરમ સુખ પામીશ ૩૨**

આ આત્મારૂપ કમળના વનને જ્યારે શુક્લ ધ્યાનરૂપ સૂર્યથી પ્રફુલ્લિત કરીશુ ત્યારે કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ અને પરમસુખનો લાભ મળશે.

જ્ઞાન પાંચ પ્રકારના છે તેમા સૌથી ઉત્તમ, સુન્દર, સંપૂર્ણ અને અનંત જ્ઞાન—વિશ્વલોચન જ્ઞાન તે કેવળજ્ઞાન છે. આ છેલ્લા શ્લોકમા પરમસુખ દ્વાત્રિંશિકાની સંસ્કૃતમા રચના કરનાર જિન પ્રભાચાર્યનુ નામ પણ નીકળે છે

આ બહુ સુખ બત્રીશી વાચકવૃંદને બહુ સુખ આપનારી થાઓ એ અમારો આશિર્વાદ છે

**બહુ સુખ બત્રીશી, સર્વની જાણ માટે,**
**વિવિધ વિવિધ વાતો, ગોઠવી વર્ણવાટે,**
**લખી વસી નૃપદુર્ગે, શુક કૈવલ્ય સુતે,**
**પરમસુખ દ્વાત્રિંશિ—કાતણા સારભૂતે.**

# त्रण प्रकारे आत्मा.

( દોહરા. )

આત્માને આત્મારૂપે, પરને પર જાણેજ,
નમુ અક્ષય સિદ્ધ તેહ જે, અનત બોધી છેજ ૧
શિવ ધાતા સકલાત્મ, જિન ઇચ્છા વિણુ અરીહંત,
સુગત વિષ્ણુ નમુ મુનિજયી, ભારતી વિભૂતિવંત ૨
આગમ હેતુ એક ચિત, શક્તિ રાખી ધ્યાન,
કેવળ સુખ કાજે કથુ, વિવિક્તાત્માનુ ધ્યાન ૩
બહિરાતર પરવિવિધે, આત્મા દેહની માહ્ય,
બાહ્ય તજી પર પામવો, કરીને મધ્યોપાય. ૪
આત્મ ભ્રાતિ શરીરાદિમાં, તે બહિરાત્મા જાણુ,
ચિત્ત દોષ વિભ્રાતિને, અતર આત્મા પ્રમાણુ ૫
એ બેથી જે અન્ય છે, અતિશય નિર્મળ જેહ,
સર્વ કર્મને ક્ષીણુ કર્યા, પરમાત્મા છે તેહ. ૬
નિર્મળ કેવળ શુદ્ધને, વિવિક્ત પ્રભુ પરમાત્મ,
પરમેષ્ટી અવ્યય વળી, ઇશ્વર જિન પર આત્મ ૭
આત્મ જ્ઞાનથી વિમુખ તે, બહિરાત્માથી ભાઈ!
ઇદ્રિય દ્વારથી સ્કુરતો, દેહજ આત્મ મનાય ૮
પરમાત્માધિષ્ઠિત છતા, સ્વદેહ સમ પરદેહ;
જોઇ અચેતન માનતો, અપરરૂપ મૂઢ એહ ૯
વિભ્રમથી અવિદ્યા તણો, થાયે દૃઢ સંસ્કાર;
પુનર્જન્મમા પણુ ગણે, આત્મા શરીરાકાર. ૧૦
પુરૂષ ભ્રાતિ સ્થાણુ વિષે, થતા થતું ચેષ્ટિત;
તેમ આત્મ ભ્રમથી થતું, દેહ વિષે ચેષ્ટિત ૧૧
હુ આત્માથી આત્મને, અનુભવુ આત્મ વિષેજ,
નરનારી નહિ નાન્યતર, એક બહુ નહિ બેજ ૧૨
બહિરાત્માને કાજ થયા, અતર આત્મ સુધન્ય,
સો સકલ્પો રહિત જે, ભાવો પરમાત્મન. ૧૩
*જાતિલિગમા શાસ્ત્રનો, કરતા આગ્રહ જેહ,
*આત્મા કેરૂ પરમપદ, નથી પામતા તેહ ૧૪
ભવભ્રમણુા બી પરબુદ્ધિ, મુક્તિ તજે એ મંત્ર,
અવણ્ય સુખ તો માર્ગ એ, જાણે સમાધિ તત્ર ૧૫

પોપટલાલ કેવલચંદ શાહ.

* આ નિશ્ચયનયને અનુસારે સમજવી.